ગુજરાત આનામાળા સિરીઝ ૧૨ મી.

दान देतां यजमानने गई सुमनी हुक
[illegible] दानमां आंख फूटी गई शुक्र.

(ગુજરાતી કહેવત.)

# બલી-દર્પહરણ.


પ્રયોજક અને પ્રકાશક—

ગોર, અંબાલાલ છગનલાલ [illegible]રા.

શીક—( સ્ટેટ ઇડર મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક.


પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૬.



કિંમત- ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કાંઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવા.

સુહૃદય ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, છત્રાયા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| સંવત ૧૯૭૭. | આપનો સ્નેહાધીન. |
| જન્માષ્ટમિ. | ગોર અંબાલાલ છગનલાલ |
| અમદાવાદ. | વડાગામ—( મહિકાંઠા ) |

# બલીદર્પહરણ.





લીના યજ્ઞમાં જઇને હજાનરો દૈત્યોને માર્યા. એવા વામનજીનું પરાક્રમ સંક્ષેપમાં સાંભળો. પૂર્વ કાળમાં વિરોચનનો પુત્ર બલી તે–મહા બળવાન અને પરાક્રમી હતો. ઈંદ્રાદિક દેવતાઓને જીતીને ત્રણ લોકનું રાજ્ય ભોગવતો હતો. એ કારણથી દુઃખી સર્વ દેવ ગણો ઘણાંજ દુર્બળ થઇ ગયા. ઈંદ્રને દુર્બળ અને રાજ્ય રહીત જોઇને દેવતાઓની માતા અદીતીજીએ મોટુ તપ કર્યું. અને પ્રણામ કરીને ઇષ્ટ વચનોથી જનાર્દનની મોટી સ્તુતિ કરી, તે સ્તુતિથી સંતુષ્ટ થઇને દેવેશદેવ જનાર્દન તેની આગળ ઉભા થઇ ગયા અને વચન બોલ્યા–કે હે માતા. બળીના બંધનને માટે હું તમારો પુત્ર થઇને દેવતાઓનું દુઃખ દુર કરીશ. એમ કહીને વિષ્ણુજી પોતાના લોકમાં ચાલ્યા ગયા. ને અદીતી પણ પોતાને ઘેર ચાલી ગઇ એ પછી ઘણા દિવસે અદીતીજીને કશ્યપથી ભગવાન્ વામન રૂપે પુત્ર ઉત્પન્ન થયા. તેઓના ઉત્પન્ન થતાંજ ભગવાન બ્રહ્માજી ત્યાં આવીને જાત કર્માદિક સર્વ ક્રીયાઓ કરી ગયા. અને યજ્ઞોપવિત પણ થઇ ગયું અને સનાતન બ્રહ્મ શ્રીહરિએ બ્રહ્મચારીનુ રૂપ ધારણ કર્યું. અને અદિતીની આજ્ઞા લઇને રાજા બલીના યજ્ઞમાં ગયા જતાં જતાં તેઓના પગોના વિક્ષેપથી સર્વ પૃથ્વિ બળી ઉઠી. બળીના યજ્ઞમાં ભાગ કોઇપણ લઇ શક્યું નહી. અને યજ્ઞનો સર્વ અગ્નિ બુઝાઇ ગયો. તથા બ્રાહ્મણો સર્વ મંત્રો ભૂલી ગયા. આ સર્વ વિપરિતા જોઇને મહા બળવાન બળી શુક્રાચાર્યને બોલ્યો.

હે મુનિરાજ, દૈત્યાદીકો—ખીરનો ભાગ કેમ ગ્રહણ કરતા નથી. અગ્નિ કેમ શાન્ત થઇ ગયો. અને પૃથ્વિ કેમ ચાલી ગઇ? જ્યારે બલીએ એમ પૂછ્યું. ત્યારે શુક્રાચાર્યે બલીને કહ્યું કે—

હે બલી! મારૂ વચન સાંભળો કે ત્હમોએ દેવતાઓનો નિરાદર કર્યો છે એનાથી તે લોકોને રાજ્ય આપવા માટે અદિતીમાં અચ્યુત કેશવ વામનજીના અવતારથી ઉત્પન્ન થયા છે. અને તેઓ તમારા યજ્ઞમાં આવે છે. એ કારણથી તેઓના ચર્ણથી પૃથ્વિ કાંપે છે. હે અસુરનાથ તે કારણથી કોઇ અસુરલોક તમારા યજ્ઞમાં દુધનો ભાગ લેતા નથી. અને આ ત્હમારો અગ્નિ પણ વામનના આવાગમનથી શાન્ત થઇ ગયો છે. અને બ્રાહ્મણોને પણ હોમ ઉપર ચિત્ત લાગતું નથી. હવે દેવાનું ઉત્તમ ઐશ્વર્ય અસુરોના ઐશ્વર્યનો નાશ કરે છે. એ સાંભળીને નિતવાન બલી—શ્રેષ્ટ—શુક્રાચાર્યજીને કહેવા લાગ્યો કે:—

હે બ્રહ્મદેવ—મારૂ વચન સાંભળો. જ્યારે વામનજી યજ્ઞમાં આવે ત્યારે વામનજીનુ શુ કામ મારે યજ્ઞમાં કરવુ જોઇયે! તે મને કહો. કેમ કે હે મહાભાગ—આ લોકોમાં પરમ ગુરૂ ત્હમેજ છો. જ્યારે રાજા બલીએ ગુરૂ શુક્રાચાર્યને એમ પૂછ્યું. ત્યારે શુક્રાચાર્યે કહ્યું.

મારૂ વચન સાંભળો. કે દેવતાઓના ઉપકારને માટે અને આપ લોકોના નાશને માટે વામનજી ત્હમારા યજ્ઞમાં આવે છે. એમાં કાંઇ સંશય નથી. આ વાત નિશ્ચય છે. હવે જ્યારે વામનજી આવે—ત્યારે તમોએ મહાત્માને માટે પ્રતિજ્ઞા ન કરો કે આટલુ હું ત્હમને આપીશ. શુક્રનુ આવુ વચન સાંભળી બળવાનમાં શ્રેષ્ટ બલી પોતાના પુરોહિત શુક્રને શુભ વાણીથી બોલ્યો. હે શુક્ર!

જ્યારે વામનજી મારા યજ્ઞમાં આવશે ત્યારે હું તે મધુસુદનજીનું અપમાન તો નહી કરૂં કે હું તમને દાન નહી આપું. કેમકે મેં બીજા

કાંઇ લોકોને દાન આપવાનો નિષેદ્ધ નથી કર્યો. પછી જ્યારે વિષ્ણુ પોતે આવશે ત્યારે નિષેદ્ધ કેવી રીતે કરૂં ? હે બ્રહ્મદેવ ? જ્યારે વામનજી અહીં આવે કે જે જે હમારે કંઇ વિઘ્ન કરવુ નહી. જે જે દ્રવ્ય તેઓ માગશે તે તે દ્રવ્ય હું આપીશ. હે મુનિશ્રેષ્ટ જો વામનજી આવશે તો હું કૃતાર્થ થઇ જઇશ.

બલી એમ કહેતો હતો એટલામાંજ તેની યજ્ઞશાળામાં વામનજીએ આવીને બલીના યજ્ઞની ઘણીજ પ્રશંસા કરી. તેમને જોઇને રાજા બલી એકાએક ઉભો થયો. અને ઘણીજ સારી રીતે તેમની પુંજા કરી અને પુંજા કરીને નમસ્કારપૂર્વક બલી બોલ્યો, હે દેવના દેવ ? ધન આદીક જે કંઇ આપ માગો તે હું આપીશ. એથી હે વામન ભગવાન ? મારી પાસે ચાહ્ય તે માગો. જ્યારે બલીએ એમ કહ્યું--ત્યારે વામનજીએ ત્રણ પગલાં ભૂમી માગી. અને એમ કહ્યું કે ફક્ત મ્હારે અગ્નિ હોમ માટે ઝાપરી બનાવવી છે એ માટે ત્રણ પગલાં ભૂમી જોઇયે છે. મને ધન આદીકનું કંઇપણ પ્રયોજન નથી. એવુ વામનજીનું વચન સાંભળીને રાજા બલી વામનજીને બોલ્યો. જો ત્રણ ડગલાં ભૂમીથી આપની તૃપ્તિ થાય તો મેં ત્રણ ડગલાં ભૂમી આપી. જ્યારે બલીએ એમ કહ્યું. ત્યારે વામનજી બલીને બોલ્યા કેઃ—

જો ત્રણ ડગલાં ભૂમી આપી તો મારા હાથમાં જળ આપો. જ્યારે શ્રીવામનજીએ એમ કહ્યું ત્યારે બલી જળથી ભરેલો સોનાનો કળસ લેવા ઉઠ્યો. તે વખતે દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યે સુક્ષ્મ શરીર ધારણ કરીને કળસની અંદર જઇને જળની ધારા રૂંધી લીધી. ત્યારે વામનજીએ ક્રોધીત થઇને દર્ભની સળીથી કળસની અંદર બેઠેલા શુક્રા-

ચાર્યની આંખો ફોડી નાખી જ્યારે એક નેત્ર ફુટી ગયું કે તરત શુક્રાચાર્ય બહાર આવ્યા. તે વખતે એ સમયના કોઇ કવિએ દોહરો બનાવ્યો છે કે.

દાન દેતાં યજમાનને ગઇ સુમની ભુક
બલી વામનના દાનમાં આંખ ફુટી ગઇ શુક્ર.

જ્યારે કાણા થઇને શુક્રજી નીકળ્યા ત્યારે જલની ધારા કલસમાંથી વામનજીના હાથમાં પડી. અને તરતજ એક ક્ષણ માત્રમાં વામનજીનું સ્વરૂપ મોટું થઇ ગયું. જેને આપણ વૈરાટ સ્વરૂપ કહીયે છીયે તેમણે એક પગ વડે સર્વ પૃથ્વિ દબાવી દીધી અને બીજા પગથી અંતરીક્ષ અને સ્વર્ગ લોકને દબાવી દીધા. એ વખતે ઘણાજ દૈત્ય લોકો યુદ્ધ કરવાને ઉઠયા. એ સર્વેને મારીને બલીજીએ ત્રણે લોકનું રાજ્ય લઇ લીધું. ઇંદ્રને સ્વર્ગનું રાજ્ય આપીને વામનજી બલીને બોલ્યા કે હે બલી !

તેં આજે ભક્તિથી મારા હાથમાં જલદાન આપ્યું છે એ કૃતાર્થી આજે હું તમને ઉત્તમ પાતાળનું રાજ્ય આપું છું. હે મહાભાગ—ત્યાં જઇને તમે મારા પ્રસાદથી રાજ્ય ભોગ કરો. વૈવસ્વત મનવંતર વીતી ગયા પછી. જ્યારે સાવર્ણી મનું આવશે ત્યારે તમે ફેર ઇંદ્ર થશો. જ્યારે વામનજીએ એમ કહ્યું ત્યારે બલીજી તેમને પ્રણામ કરીને પાતાળ લોકમાં ગયા ને ત્યાં રાજ્ય ભોગ કરવા લાગ્યા. ને શુક્ર પણ સ્વર્ગમાં જઇ અને વામનજીના પ્રસાદથી ત્રણે ભુવનોમાં આવતા જતા થયા. ને દેવરૂપ થઇને ગ્રહોમાં મળી ગયા. ઇતિ શિવમ

( નૃસિંહ પુરાણ )

# દેવદાનવોનું સમુદ્ર મંથન.




ર્વકાલમાં જ્યારે દેવ અને દૈત્યોને સંગ્રામ થયો ત્યારે સર્વે દૈત્યોની જીત થઇ, એથી સર્વે દેવો ક્ષીર સાગરની કન્યા લક્ષ્મિજીના પતિ શ્રીવિષ્ણુનાં શરણમાં ગયા. અને સર્વે બ્રહ્માદિક દેવતાગણો શ્રીજગન્નાથજીનું ધ્યાન કરીને હાથ જોડીને દેવલોક બોલ્યા, કે હે દેવેશ નાથ અમો તમારાં ચરણ વંદના કરીએ છીએ. હે પરમાત્મા તમો સર્વ દુઃખના હરનાર છો. તમોએ મધુ કૈટભનો નાશ કર્યો છે. તમોએ ઘણા ઘણા બળવાન દૈત્યોને પરાજીત કર્યો છે. હે કરૂણાસાગર અમે તમારા શરણમાં આવ્યા છીએ હે દેવેશ દેવ તમો અમારો ઉદ્ધાર કરો.

એવી રીતે દેવતાઓના દેવ શ્રીજનાર્દનજીએ એવી સ્તુતિ સાંભળી ત્યારે શ્રીહરિ તેઓની આગળ ઉભા થઇને તેઓને એમ બોલ્યા કેઃ— હે દેવતાઓ તમો ત્યાં જઇને દાનવોની મીત્રતાઇ કરો અને મંદ્રાચળ પર્વતનો વાંસ બનાવીને તથા વાસુકી નાગરાજની દોરી (નેત્રાં) બનાવીને સર્વ ઔષધીઓ લાવીને સમુદ્રમાં નાખો અને દાનવોની સાથે ક્ષીર સાગરનું મંથન કરો. તે વખતે હું ત્યાં સહાયતા કરીશ. એ ક્ષીર સાગર વલોવતાં અમૃત નિકળશે. તે પિવાથી એક ક્ષણ ભરમાં દેવ લોકો બળવાન થઇ જશો. કેમકે અમૃતનો એવો પ્રભાવ છે અને હે દેવો તમે અમૃત પીવાથી ઘણા તેજસ્વી અને રણમાં પરાક્રમ કરવાવાળા થઇ જશો અને અમૃત મળતાં સર્વ ઈન્દ્રદીક દેવગણોને પણ ઉન્માદ થઇ જશે અને એથી દાનવોને જીતવાને સમર્થ થશો એમાં કાંઇ સંશય નથી.

શ્રીહરીએ દેવતાઓને એવું કહ્યું ત્યારે તેઓ સર્વે જગત્પતિ શ્રીવિષ્ણુજીને પ્રણામ કરીને પોતાના સ્થાનપર આવ્યા. અને દૈત્યોની સાથે મિત્રતાઇ કરીને ક્ષીર સાગરને વલોવવાનો સર્વએ ઉદ્યોગ કરી દીધો. દૈત્યોનો રાજા બળી જઇને મંદ્રાચળ ઉખેડી લાવ્યો અને તે એકલા મહા બળીએ તેને સમુદ્રમાં પણ નાંખી દીધો. પછી દેવતા અને દૈત્યો સર્વે ઔષધીઓ સમુદ્રમાં નાખી. અને શ્રીનારાયણ-ની આજ્ઞાથી વાસુકી નાગ પણ ત્યાં આવી પહોંચ્યો. અને સર્વ દેવતા-ઓને હીતને માટે શ્રીવિષ્ણુ ભગવાન પણ ત્યાં આવી પહોંચ્યા અને વિષ્ણુભગવાનની પાસે આવીને સર્વ દૈત્ય અને દેવતાઓ ઘણીજ મીત્રતાભાવથી ક્ષિર સમુદ્રના તીર પર આવી પહોંચ્યા અને મંદરા-ચળનો રવૈયો કરીને તથા વાસુકી નાગની રસી કરીને સર્વ અમૃતને માટે જલદી જલદી વલોવવા લાગ્યા. ત્યાં વિષ્ણુએ યુક્તિથી દૈત્યોને મુખની તરફ અને દેવતાઓને પૂછડાની તરફ રાખ્યા જ્યારે એ કાઇને સર્વે વલોવવા લાગ્યા. ત્યારે કંઇ આધાર ન હોવાને લીધે મંદરાચળ જળમાં ધુસ્યો તેને જોઇને શ્રીહરિએ ઘણીજ ઝડપથી સર્વ લોકોના હિતને માટે કચ્છપનું રૂપ ધારણ કરી અંદર જઇને મંદરાચળને ઉપર લાવ્યા અને બીજારૂપે શ્રીમંદરાચળને દબાવી રાખ્યો. જેમાંથી શ્રી ભગવાન ઘણાજ નાહી અને દેવતાઓની સાથે પોતાના હાથે વાસુકી નાગરાજને ખેંચ્યા દેવતાઓના છાનુ એક રૂપ દૈત્યોના મધ્યમાં શ્રીહરિએ કર્યું ત્યારે તે વેગથી સર્વે જણ ક્ષીર સાગરનું મંથન કરવા લાગ્યા. સર્વ ભગવાન તો હતાજ પણ પોતાની શક્તિથી મથતાં મથતાં પ્રથમ કાલકુટ નામનું અત્યંત દુઃખ આપવાવાળું વિષ નીકળ્યું. એ સર્વ નાગોએ ગ્રહણ કર્યું. અને જે કંઇ તેમાંથી બચ્યું તે શંકરજીપી

ગયા. અને નારાયણની આજ્ઞાથી મહાદેવજી પી ગયા. તેથી તેમનું અંગ સ્યામ થઇ ગયું. અને તેમનું નામ પણ નિલકંઠ એવું પડયું. પછી ઐરાવત હાથી નીકળ્યો. એ પછી ઉચ્ચેશ્રવા નામનો ઘોડો નીકળ્યો. એ બંન્ને બીજી વાર મંથન કરતાં નીકળ્યા છે. એમ સાંભળવામાં આવ્યું છે અને ત્રીજી વાર મંથન કરતાં સુંદરી (અપ્સરા) નીકળી. અને ચોથીવાર પારિજાતક નામનું મહાવૃક્ષ નિકળ્યું. તેને કલ્પવૃક્ષ કહીયે છીએ. અને પાંચમી વાર મંથન કરતાં ક્ષીર સાગરમાંથી ચંદ્રમા નીકળ્યા. તેમને મહાદેવજીએ પોતાના મસ્તકમાં ધારણ કરી લીધા. જેવી રીતે સ્ત્રીઓ પોતાનામાં માથામાં સ્વસ્તિ ધારણ કરે છે પછી ક્ષીર સાગરમાંથી નાના પ્રકારનાં દિવ્ય આભરણો અને રત્નો નિકળ્યા હજારો ગાંધર્વો પણ નિકળ્યા. એ સર્વેને સમુદ્રમાંથી નીકળેલા જોઇને સર્વે દેવતાઓ અને દૈત્યો આશ્ચર્ય પામ્યા અને ઘણાજ હર્ષીત થયા. શ્રીભગવાનની આજ્ઞાથી દેવતાઓની તરફ ધીમો ધીમો વરસાદ પણ વરસતો હતો અને પવન પણ મંદમંદ ચાલતો હતો. દૈત્ય લોક મુખનાં તરફ તો હતાજ, કેમકે મુખથી વિષયુક્ત શ્વાસ નીકળતો હતો. તે લાગવાથી ઘણા દૈત્ય લોક તો મરી પણ ગયા. તેમાંથી કેટલાક નિસ્તેજ અને બળહીન તો થઇ ગયાજ. એ પછી ક્ષીર સાગરમાંથી કમળ હાથમાં લઇને પોતાના તેજથી સર્વ દીશાઓ પ્રકાશીત કરતાં લક્ષ્મિજી નીકળ્યાં, તે નીકળતાંજ તિર્થોના જળથી સ્નાન કરાવીને દિવ્ય વસ્ત્રાલંકાર પોતે પહેરીને દિવ્ય ચંદનાદિક સુગંધીત પદાર્થો લગાડીને પુષ્પોથી ભૂષિત લક્ષ્મિજી દેવતાઓની તરફ આવીને એક ક્ષણમાત્રમાં ઉભી થઇ ગઇ. અને પછી વિષ્ણુ ભગવાને તે લક્ષ્મિજીને પોતાના વક્ષ સ્થળ માં રાખી લીધાં. એ પછી ક્ષીર સાગરમાંથી અમૃતથી

ભરેલો સુવર્ણનો કલસ લઇને ધનવંતરીજી નીકળ્યા. તેમને જોઈને દેવતાઓ ઘણાજ ખુશી થયા. અને દૈત્યો લક્ષ્મિજીના પરિત્યાગથી દુખીતો હતાજ એટલામાં ધનવંતરીના હાથમાંથી અમૃતનું પાત્ર ઝુટાવી લઇને દૈત્યોએ પોતાનો માર્ગ લીધો. ત્યારે શ્રીવિષ્ણુજીએ દેવતાઓના હીતને માટે સ્રીનું રૂપ ધારણ કર્યું. કે સર્વ ઉત્તમ સ્રીઓનાં લક્ષણથી પરિપૂર્ણ હતા. અને આ ભૂષણો પણ તે અંગો ઉપર સારી રીતે ધારણ કર્યાં હતાં. પછી સ્રીરૂપ ધારણ કરીને ભગવાન દૈત્યોની આગળ ગયા. તે સ્રીનું અપૂર્વ દીવ્યરૂપ જ્યારે દૈત્યોએ જોયું ત્યારે તેઓ મોહિત થઈ અમૃતના ભરેલા એ સુવર્ણના ઘડાને પૃથ્વિ ઉપર મૂકી તરતજ તે સ્રીના મોહથી કામનું પુતળું બની ગયા.

એવા પ્રકારે અસુરોને મોહીત કરીને શ્રીહરિએ અમૃત ઘડો લઈને દેવતાઓને પાયો અને તે પીને હરિના પ્રસાદથી બળવાન અને મહા તેજસ્વિ થઈને દેવ લોકો યુદ્ધ કરવાને માટે દૈત્યોની આગળ આવ્યા. અને દૈત્યોને રણાંગણમાં જીતીને પોતપોતાનું રાજ્ય કરવા લાગ્યા. આપણ એક હરિના કુર્મ્માવતારની વાત કરી એ સાંભળવાથી લોકો પુન્ય ફળને પામે છે. તમો સર્વ સદાય તેનું મનન કરો. એ વિનંત્ના ઇતિશિવમ.

(નૃસિંહપુરાણ)



૮-૧૦૮

# ધૈર્ય અને ત્હેનો મહિમા.




વખતે મહારાજા ધર્મરાજ યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞનો શ્યામકર્ણ ( કાળા કાનવાળો ઘોડો ) છોડવામાં આવેલ હતો, ત્યારે તે ઘોડો જતાં જતાં તામ્રધ્વજ રાજાના નગર સમીપ જઇ પહોંચ્યો, અને તેને તામ્રધ્વજના પુત્ર મયુરધ્વજે પકડી લીધો. પછીથી અર્જુન અને શ્રી કૃષ્ણ એ ઘોડાની રક્ષા કરવાને સેના સહીત આવી પહોંચ્યા હતા. વળી સમાચાર મળ્યા જે તામ્રધ્વજના રાજ્યમાં આપણો ઘોડો પકડાઇ ગયો છે, એને ઘોડો છોડી દેવા માટે અર્જુને લખી મોકલ્યું, પરંતુ રાજાએ તે વાત માની નહિ, અને પોતાના પુત્ર મયુરધ્વજને ક્ષત્રીય ધર્મ અનુસાર અર્જુનની સાથે યુદ્ધ કરવાને મોકલ્યો. ભયંકર યુદ્ધ થતાં થતાં અર્જુન મયુરધ્વજના રથને પાછળ સો હાથ હટાવી દીધો. તે વખતે શ્રીકૃષ્ણે તેને (મયુરધ્વજને) ધન્યવાદ આપ્યો, વળી ભગવાને કહ્યું જે, અર્જુન ! તેનો રથ સાધારણ લાકડાનો બનેલો છે અને સાધારણ ઘોડા જોડેલા છે. પરંતુ ત્હારો રથ દૈવી છે, તેના ઉપર સર્વ બ્રહ્માંડના ભારરૂપ હું પોતે બેઠેલો છું. તથાપિ એ એટલા ભારને પાછો હઠાવવા પ્રયત્ન કરે છે. શું એ આશ્ચર્ય નથી ? અને ધન્યવાદ આપવાની વાત નથી ! ત્યારે અર્જુન નિરૂત્તર થઇ પૂછવા લાગ્યો, મહારાજ ! એ પરાક્રમ એનામાં ક્યાંથી આવ્યું ? તે ઉત્તરમાં શ્રી કૃષ્ણજીએ કહ્યું, જે ભાઇ એના પિતામાં સર્વોત્તમધૃતિ ( ધિરજ )નો ગુણ છે, એનુ એ ફળ છે. ત્યારે અર્જુને કહ્યું કેવા પ્રકારે મને તેની પરિક્ષા કરી બતાવો. એવા કારણથી અર્જુનને નિશ્ચય કરવાને માટે શ્રી કૃષ્ણજીએ એ

વખતે સાધારણ સંન્યાસીનુ રૂપ ધારણ કર્યું અને અર્જુનને ચેલો બનાવી સાથે એક માયાનો બનાવેલો સિંહ લઇ લીધો અને તામ્રધ્વજ રાજાના દ્વાર ઉપર આવી પહોંચ્યા, દ્વારપાળે, રાજાને નિવેદન કર્યું કે મહારાજ દ્વાર ઉપર અતિથી આવ્યા છે. ત્યારે રાજા પરમ પ્રસન્ન થયો, અને સાધુઓને મહેલમાં બોલાવી સત્કાર સાથે આસન આપી વિનય પૂર્વક પ્રાર્થના કરી કેઃ—

સાધુજી! આપની શું ઇચ્છા છે. ત્યારે સાધુજીએ કહ્યું જે મ્હારા આ સિંહને મનુષ્યનું માંસ ભક્ષણ કરવાની ઇચ્છા છે, રાજા અતિથી સત્કાર કરવામાં ચતુર હતો અને કહ્યું કે બહુજ સારૂં. ખુનના અપરાધ કરવાવાળા ફાંશીએ ચઢાવવાને માટે કેટલાક કેદીઓ તૈયાર છે, તેમાંના એક કેદીને સિંહને વાસ્તે બોલાવી મંગાવું છું. ત્યારે સાધુઓએ કહ્યું જે અમારે એવું અમંગળ અશુભ માંસ ન જોઇએ, અમને તો મ્હારા પુત્ર મયુરધ્વજના અંગનું માંસ જોઇએ. ત્હારાથી બની શકે તો તે આપ! રાજાએ સ્વીકાર કરી લીધો અને રાણી વાસમાં જઇ, રાણીની સંમત્તિ લીધી. અને તે કહેવા લાગી કે મહારાજ? હમણાં જે, સાધુઓની ઇચ્છા એવા પ્રકારે પણ પુરી થાય તો ત્હેની કાંઇ પણ ચીંતા નથી, ફેર પુત્રને બોલાવીને પૂછ્યું તો તેણે પણ કહ્યું જે—હે તાત! આ શરીર કોઇને કોઇ વખત નષ્ટ તો થવાનુંજ છે, વળી દુઃખમાં લુપ્ત થતાં પણ મરવાની અપેક્ષા જો સંત સાધુના કાર્યોમાં વપરાય તો તે દેહની સાર્થકતા ગણાય હવે મ્હને પણ એ વાત માન્ય છે. અને તૈયાર છું, ત્યારે રાજાએ આવી અને અતિથીઓને કહ્યું જે, આપ ઉઠો! અને સ્નાન આદીથી નિવૃત થઇ માણસનું માંસ લ્યો. ત્યારે સાધુઓએ કહ્યું જે, રાજસભા એકઠી થાય ત્યારે પુત્રને લઇને હમારી સન્મુખ આવો. સાધુઓની એવી આજ્ઞા બાદ—મંત્રી, દરબારી

આ અને સર્વે રાજ્ય સભા ભરાયા પછી સાધુ, રાજા, મંત્રી અને કુંવર ત્યાં આવ્યાં, કે સાધુઓએ રાજા રાણીને હુકમ કર્યો જે તમો બંન્ને એના શીર ઉપર કરવત રાખી કાપો તેમજ તમારા ત્રણેમાંથી કોઇના પણ નેત્રમાં આંસું ન આવવાં જોઇએ. અને જો આંસુ આવ્યાં તો અમો એ અપવિત્ર માંસને લેવાના નથી. ઉપરનો નિયમ સ્વીકારી રાજા રાણી તૈયાર થયાં પરંતુ દરબારીઓને તેનાથી ઘણુંજ ભારી દુઃખ ઉત્પન્ન થયું. અને રોતાં કહેવા લાગ્યા જે, "આજ અમારા રાજવંશનો નાશ થાય છે" એ પછી સર્વેના મુખમાંથી રામ નામની ધ્વની નીકળવા લાગી, છેવટે અહીં રાજા રાણીએ પુત્રના મસ્તક-પર કરવત મૂકી ચીરવાનો પ્રારંભ કરી દીધો. ચીરતાં ચીરતાં નાક પર્યંત કરવત આવી પહોંચી ત્યારે ડાબા નેત્રમાંથી આંસુ નીકળવા લાગ્યાં, તે જોઇ સાધુજીએ કહ્યું જે રોકો, રોકો, કારણ આ પુત્ર રૂવે છે, હવે હું તે માંસ લેવાનો નથી. ત્યારે તે પુત્ર ઇશ્વરનું ધ્યાન કરતાં કરૂણુસ્વરથી કહેવા લાગ્યો, હે દયાસિંધુ—હે દિનવત્સલ, હે ભગવાન હવે ક્યાંસુધી ટટો લેશો જુઓ મેં સાધુના સત્કારને લીધે પોતાનું શરીર આપ્યું છે. પરંતુ જો આપ કેવળ જમણું અંગ ઉપયોગમાં લેશો તો ડાબુ અંગ વૃથા જાય. આ કારણથી મારી આંખમાં આંસુ આવ્યાં છે. એ સાંભળી સાધુજીએ કહ્યું ઠીક, અમો બંન્ને અંગ ઉપ-યોગમાં લઇશું. ત્યાર બાદ સર્વ શરીરને ચીરી નાંખી, તેના ટુકડે ટુકડા કરી, સિંહની આગળ મૂકી દીધું.

અહીં રસોઇ તૈયાર થઇ એટલે તામ્રધ્વજ રાજાએ પત્રાવલી પીરસાવી સાધુજીને કહ્યું જે આપ જમવા પધારો. પછી સાધુઓ બોલ્યા કે તમો તમારી રાણી અને પુત્ર ત્રણે અમારી સામે આવી બેસો અને ભોજન કરો. ત્યારે રાજા વિહ્વળ થઇ કહેવા લાગ્યો

મહારાજ કે હું પુત્રને ક્યાંથી લાવું. સાધુઓએ કહ્યું ગભરાઓ નહિ. ઘરમાં જાઓ અને બોલાવો.

સાધુઓના વચનપર પૂર્ણ શ્રદ્ધા હોવાને લીધે રાજાએ મહેલની અંદર જઇ જોયું તો પુત્ર પલંગપર સુતેલો જોયો અને ત્યાંથી તેને ઉભો કરી સાધુઓની પાસે લાવ્યો દંડવત કર્યા બાદ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઇ અને શ્રીકૃષ્ણ ભગવાને સાક્ષાત્ દર્શન આપ્યાં. સ્ત્રિ પુત્ર સહિત રાજાને કૃતાર્થે કર્યો. અર્જુને વિચાર્યું અને મૌન્ય મૌન્ય બેઠો રહ્યો. એના મુખથી એક અક્ષર પણ નિકળ્યો નહિ છેવટે શ્રીકૃષ્ણજીએ વરદાન માગવાને કહ્યું ત્યારે રાજાએ કહ્યું જે હે પ્રભુ, હું એટલુંજ વરદાન માગું છું જે કલિયુગમાં ધર્મની એવી પ્રચંડ પરિક્ષા કોઇની પણ ન થાય.—ધૈર્યનો એવો મહિમા છે. સાર એ છે જે સુખ દુઃખમાં ધીરજ રાખવી એ મનુષ્યની ખરી ફરજ અને કર્તવ્ય છે.

---

# સ્વદેશ પ્રેમીયો માટે રેંટીયાનું ભજન.

ના. ક.—રેંટીયા ગગડાવતી ગગડાવતી ગરીબમાં ગરીબ ગુજરાતણ લલકારે છે.

[ વહાલા વેગે આવોરે એ રાગ. ]

ગાંધીજીએ બતાવ્યો રે, ભલો દીલ ભાવ્યો રે
રૂડો મારો રેંટીયો હોજી ?
એ રેંટીયે લાભ છે અપરંપાર—ગાંધીએ ૧

(સાખી) હિંદ ભૂમિમાં નિપજે, જ્યાં ત્યાં ખૂબ કપાસ;
લોઢીને રૂ કાઢતાં, આવે પરમ ઉલ્લાસ.
પછી એને પિંજીરે, બરાબર વિંજીરે
સારી વણું પુણીયો હોજી—ગાંધીએ. ૨

(સાખી) પૂણી લઇને હાથમાં કાંતુ સુતર નીત્ય
હાથેથી ઝંઝણાવતાં ગાઉ દેશનાં ગીત.
પુરી દેશ દાઝેરે સ્વરાજ્ય કાજે રે
ફેરવુ હું ફીરકી હોજી?—ગાંધીએ. ૩

(સાખી) કરૂ રૂપાળા ફાળકા, રાખીને સંભાળ
વણવાને તૈયાર આ, જુઓ હાથની શાળ
હાથે વણું ખાદી રે, ભલે રીત સાદી રે
પણ બહુ લાભ છે હોજી—ગાંધીએ ૪

(સાખી) વિદેશી કાપડ વિષે જાય કરોડો દામ
એ સઘળાંને બચાવવા ઉત્કટ છે અભીરામ
તેથી હાથે કાંતું રે, હૈયુ મદમાતુ રે
થાતુ રૂડી નેમથી હોજી—ગાંધીએ. ૫

(સાખી) શુભ સુતરને તાંતણે, સ્વરાજ્ય લેવા માટ;
મહાત્માશ્રી ગાંધીએ, ઘડયો રૂપાળો ઘાટ.
નમું—નમું ગાંધીરે સ્નેહદોર સાંધીરે,
'પંચ' પુરા પ્રેમથી હોજી—ગાંધીએ. ૬

મુંબઇ—હિંદી પંચ,—તા. ૧૦—૭—૧૯૨૧.

**અમદાવાદ,**
**ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું છે. પાંચકુવા.**